श्रीरस्त्वत्र

श्रीरामकृष्णशास्त्रिकृतेः

गीर्वाणसरितः सानुवादः

# गुरुमहिमनामा.

## प्रथमः प्रवाहः

---

अस्य प्रकाशकः

अमदावाद—जुनाबीकांठा गजकरणवाडीनिवासी

श्रीमद्रामकृष्णशास्त्रिशिष्यः साधुः

श्रीरामदासः



अमदावाद—पीरमशारोड उपर धी 'निर्मळ' प्री.
प्रेसमां कल्लुभाइ ईश्वरभाई त्रिवेदीए छाप्युं.

संवत् १९८१ प्रत १००० सने १९२४

मूल्य आणकत्रयम्

# अथ गुरुमहिमोपोद्घातः ॥



अस्ति विदित मिदं विशेषविदां विदुषां यद् गुरु महिम्ना संसारे मनुष्यस्य बालभावा दारभ्य सर्वास्ववस्थासु दशासु वृत्तिषु च प्रवृत्तिप्रसारिणी भवत्यप्रतिहता गति । आब्रह्मस्तम्बपर्यन्तसकलवस्तूनां ज्ञान तत्तत्तरतमभावविज्ञानं स्वार्थपरार्थभान हेयोपादेयप्रतिपत्ति सदसद्विवेकश्च संपद्यते इति । नहि कोऽपि प्राणी दृष्टश्रुत मन्तरा प्रभवति व्यवहर्तुं दर्शन दर्शयित्रधीन श्रवण च वक्त्रधीनं तत्र दर्शयिता वक्ता च गुरुः स च स्त्रीपुंव्यक्तयो रन्यतर

---

વિશેષજ્ઞ વિદ્વાનોને વિદિત છે કે સંસારમા બચપણથી આરભીને સર્વ અવસ્થાઓ દરેક દશાઓ અને દરેક વૃત્તિઓમા ઘણી પ્રવૃત્તિ વાલી એક સરખી મનુષ્યની ગતિ થાય છે તે ગુરુના પ્રતાપથી એમ કહેવામા હરકત નથી બ્રહ્માથી તે તૃણ સુધીની વસ્તુઓનુ જ્ઞાન, તેમા ન્યૂનાધિકતાનો અનુભવ, સ્વાર્થ પરાર્થનુ ભાન, ત્યાજ્ય સ્વીકાર્યની સમજણ અને સત્ અસતનો વિવેક એ સર્વ ગુરુ પાસેથી સંપાદન કરાય છે વળી કોઈ પ્રાણી એવો નહિ હોય કે જે જાણ્યા સાભલ્યા વિના વ્યવહાર કરવા સમર્થ થઇ શકે જાણવું અને સાંભલવું એ જણાવનાર તથા બોલનારને અધીન છે તેમા સમજાવનાર અને બોલનાર ગુરુ છે પછી તે સ્ત્રી યા પુરુષ કોઈ હો

ब्रह्मणोऽपि वेदावगमात्सृष्टयादिक्रियासामर्थ्यं तस्य वेदवेदार्थावगमश्च सर्वशक्तिमतो ज्ञानैकस्वरूपाद्भगवतो नारायणात्

गुरुमहिमसामर्थ्यं वक्तुं कः पारमधिगच्छेत् यत उक्तं गुरुगीतायां–"शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन" तथा "गुरु ब्रह्मा गुरु र्विष्णु र्गुरु र्देवो महेश्वरः । गुरु रेव परं ब्रह्म" ति च.

एवं मन्वानानां साधूनां केषांचिच्छिष्याणामाग्रहेण तावत् तत्र प्रवृत्तिः । अथ शिष्यशिशुभाववशवदतया यावच्छक्य सुलभार्थाः शब्दाः प्रयुक्तास्तथा तदुक्तच्छन्दांसि चरमवर्णप्रासावलोकनकौतुकितत्वा

---

જગતના સ્રષ્ટા બ્રહ્મદેવને પણ સૃષ્ટિ ક્રિયાની અને વેદ વેદાર્થની સમજણ, સર્વ શક્તિમાન જ્ઞાન સ્વરૂપ ભગવાન્ શ્રીનારાયણથી મળી છે

એવા ગુરૂના મહિમાનો પાર કોણ પામી શકે–ગુરૂ ગીતામા પણ કહ્યુ છે કે–"શિવ કોપેતો ગુરૂ રક્ષણ કરે પણ ગુરૂ કોપેતો કોઈ રક્ષણ કરી શકે નહિ" તથા "ગુરૂ છે તે 'બ્રહ્મા વિષ્ણુ તથા મહેશ્વર કે બ્રહ્મસ્વરૂપ છે."

એવી રીતે ગુરૂ શ્રેષ્ઠ છે તે ઉપર વધારે શ્રદ્ધા ધરાવતા કેટલાક સાધુ વિદ્યાર્થીઓના આગ્રહથી પ્રથમ ગુરૂ મહિમામા પ્રવૃત્તિ કરી તેમા તેઓના શિશુભાવ તરફ જોવાથી સરલ શબ્દોના પ્રયોગમા ધ્યાન રાખ્યુ છે. વળી ચાલુ છંદ અને

न्तानां संतोषाय प्रयतितं तेन कचिद्सारल्यमपि प्रतीयेत तद्वदत्र भाषाया अगरिमा परिहसनीयता च विज्ञायेत परं प्रियतम-भक्ति-प्रवाहे गुरुमहिमनि गौरव प्रेक्षमाणा प्रेक्षावन्तो गुणिनः क्षमावृत्तय क्षंस्यन्ते प्रथम प्रयाससाहस मेतदीय मिति भूयोभूय समभ्यर्थ्य, समर्प्य चैतच्छ्रीमन्मृत्युञ्जयपादपद्मयोर्वि-श्राम्यति

विद्वद्वशंवदः

रामकृष्णशास्त्री.

---

અતિમ વર્ણના અનુપ્રાસમા તેઓની ઉત્કંઠા હોવાને લીધે તેમની ઇચ્છાનુસાર પ્રયત્ન કર્યો છે. એ કારણથી કોઈ ઠેકાણે સરલતા ન દેખાય ભાષાનુ ગૌરવ ન જણાય કે ન્યૂનાધિક માલુમ પડે તો તેની દર ગુજર કરી [1]પ્રીતમદાસની ભકિત પ્રવાહ રૂપી ગુરૂ મહિમામા માન રાખી ક્ષમા શીલગુણી વિદ્વાનો આ મારા પ્રથમ પ્રયાસ રૂપી સહસને ક્ષમા આપશે એવી આશા છે એટલુ કહી આ લઘુ પુસ્તક શ્રીમૃત્યુંજયના ચરણ કમલમા અર્પણ કરી વિશ્રામ કરવામા આવે છે.

---

૧ આ પ્રીતમદાસ એક સારા કવિ થઈ ગયા છે તેમણે ગુરૂ-ગીતા ઉપરથી ગુજરાતિ ગુરૂ મહિમા રચ્યો છે. તેની પ્રત એવી મળી તેવી છાપવામા આવી છે

शार्दूलविक्रीडितम्

दोषः साहजिको मनुष्यजनुषो ऽशक्तस्य वाग्विस्तरे
गन्तुं भूय इवायताध्वनि पदन्यासे न चित्रं परम् ।
बालाः प्रेक्ष्य हसन्त्यथो सुमनसो रक्षन्ति दत्त्वा शयम्
दोषज्ञा स्तदवेक्षणीय मिति मे सप्रश्रया प्रार्थना ॥१॥

श्रीरस्त्वत्र

# गुरुमहिमा.



साखी.

अभिवन्दे प्रथमं गुरुं येन ज्ञान प्रदायि ।
गोविन्द प्रणां ज्ञानतोऽज्ञाभिमति रतोऽपायि ॥ १ ॥
लोकत्रयमारं गुरुं गोविन्दं त मन्नेम ।
आदौ मध्येऽन्ते स्थितं गुरुरूपं हरि प्रेम ॥ २ ॥

मोतीदामच्छन्दः

सदा हरिसाधुगुरून् प्रणमामि ।
यदीयं नाम निरन्तर मैमि ॥ १ ॥



પ્રથમ નમું ગુરૂ દેવને જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા ટળ્યું દેહ અભિમાન. ૧
તત્વ સાર ત્રિલોકમાં ગુરૂ ગોવિંદ સરૂપ,
આદિ અંત મધ્ય એહ છે હરિગુરૂ સંત સ્વરૂપ. ૨

હરિગુરૂ સંત સદા પદ સેવું;
જેનું નિત્ય નામ નિરંતર લેવું. ૧

गुरुं ननु गोविन्दरूप मवेहि ।
तयोश्च भिदां हृदये न निधेहि ॥ २ ॥
गुरुः किल गोविन्दतोऽधिक-एव ।
यदुच्चरितं परमार्थद मेव ॥ ३ ॥
जगद् गोविन्देन सृष्ट मिदन्तु ।
अथोद्धरते गुरु राशु विदन्तु ॥ ४ ॥
तथाविध एव दयानिधि रस्ति ।
गुरुः स्व मवेत्य परं परिपाति ॥ ५ ॥
गुरो र्ज्ञान माप शुकर्षि रपांशु ।
भवाम्बुधि मेन मतारी दाशु ॥ ६ ॥

---

ગુરૂ ગોવિંદ એક રૂપ જાણુ,
રખે ભિન્ન ભાવ રૂદેમા આણુ. ૨
ગુરૂ ગોવિન્દ થકી છે અધિક;
જેની પરમારથ કારણ શીખ. ૩
ગોવિન્દના સરજ્યા પડયા જીવજાળ;
ગુરૂ તેની મુક્તિ કરે તત્કાળ. ૪
એવા ગુરૂ પૂરણ પ્રેમ દયાળ,
પોતાનો જાણી કરે પ્રતિપાળ. ૫
ગુરૂ તણું જ્ઞાન લહ્યું શુકદેવ;
સંસાર સમુદ્ર તર્યા તતખેવ. ૬

अथर्षि नारद आप सुखाय ।
गुरुं क्षणतः कपर्द स जिगाय ॥ ७ ॥
गुरुं विना कोपि न पार मुपैति ।
तथा गिरिजापति रुपति नौति ॥ ८ ॥
विधिप्रमुखा गुरु मिष्टमुशन्ति ।
न तन्महिमान मपुण्या विदन्ति ॥ ९ ॥
गुरुज्ञानं हृदि यो न दधाति ।
गुरुद्रोही न कृतघ्न उदेति ॥ १० ॥
गुरुं यः स्वेन समान मवैति ।
यम स्तं वैतरणीषु निहन्ति ॥ ११ ॥

---

મળ્યા ગુરૂ નારદને સુખ રાશી;
તો ટાળી તત્ક્ષણ લક્ષ ચોરાશી. ૭
ગુરૂ વિના કોઇ ન પામે પાર,
જેના ગુણ ગાયે ઉમા ત્રિપુરાર. ૮
વિરિંચિ વ્યાસ વદે ગુરૂ ઈષ્ટ;
ન જાણે મહિમા પ્રાણી પાપીષ્ટ. ૯
તેને ગુરૂ દ્રોહી કૃતઘ્ની કહીએ;
જેણે ગુરૂ જ્ઞાન ધર્યું નહિ હઇએ. ૧૦
ગુરૂને આપ બરાબર જાણે;
તેને જમદૂત વૈતરણીમાં તાણે. ૧૧

कपूयो यो गुरु मुद्गुरतेऽस्य ।
मुखे यम उत्पूर्यतेऽस्र मुदस्य ॥ १२ ॥
गुरो रिह सेवासु विघ्नीकरोति ।
हरि स्तं चक्रगतौ निदधाति ॥ १३ ॥
गुरो रपवादं य एव शृणोति ।
यमाः श्रवणेऽस्य त्रपुः सिञ्चन्ति ॥ १४ ॥
गुरो श्चरणे न शिरो निदधाति।
रिपुं जगदीश इत स्त मवैति ॥ १५ ॥
जडो गुरुतल्पगति-र्यो भवति ।
वद त्रिषु लोकेषु क एन मवति ॥ १६ ॥

---

ગુરૂને ગાળ કાઢે જે કપૂત;
તેનું મુખ શૂળે ભરે જમદૂત. ૧૨
ગુરૂની સેવામા ચૂક પડાવે;
તેને હરિ ચક્રની ધારે ચઢાવે. ૧૩
ગુરૂની નિંદા સુણે નિરધાર;
સિસું ગાળી રેડે શ્રવણ મોઝાર. ૧૪
ગુરૂને ચરણે નમાવે ન શીશ,
તેને શત્રુ રૂપે ગણે જગદીશ. ૧૫
ગુરૂની સેજે જે પગ ધારે;
તેને ત્રણ લોકમાં કોણ ઉગારે. ૧૬

जनो गुरुमर्यादितो न भवेत्तु ।
अरण्येऽनम्भुनि राक्षसकोऽस्तु ॥ १७ ॥
विना गुरु मुभय मुखोऽहि रिवास्ति ।
तदास्य-विलोकेऽतिपाप मुपैति ॥ १८ ॥
जनो रहितो गुरुणाऽटति भूषु ।
मृतोऽवतरत्यवनौ हि पशुकेषु ॥ १९ ॥
तथा गुरुगीतासु शूल्यभिवक्ति ।
स चार्थः श्रुत्यागमेऽभिव्यनक्ति ॥ २० ॥
गुरु ब्रह्मबोधवपु र्भुवनेषु ।
तदीये चेतसि तत्व ममीषु ॥ २१ ॥

---

ગુરૂ મરજાદ ન રાખે કોય;
તે તો નર રણમા રાક્ષસ હોય. ૧૭
ગુરૂ વિના ચાકળ જેવો સાપ;
જેનું મુખ દીઠે ચડે બહુ પાપ ૧૮
ગુરૂ વિના નગરો ફરે જન જેહ;
મુવા પછી ઢોર અવતરે તેહ. ૧૯
એવું ગુરૂ ગીતામા કહે શિવરાય;
જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય. ૨૦
ગુરૂ બ્રહ્મ કેવળ જ્ઞાન સ્વરૂપ;
જેને હૃદે આતમ તત્વ અનૂપ. ૨૧

१ अमीषु भुवनेषु मध्ये

यदा तत्वमस्यादिजा धी रुदेति ।
अखण्ड मानन्द मघघ्न मुपैति ॥ २२ ॥
गुरु र्विनिहन्ति भवोत्थभयानि ।
तथा सांसारिकदुःखमयानि ॥ २३ ॥
य ईदृशगुरु मर्चयेत सप्रेम ।
सचार्चयते भुवनेश मवेम ॥ २४ ॥
गुरो श्चरणोदक माचामतीह ।
कृताखिलतीर्थविधिं त मिवाह ॥ २५ ॥
प्रसाद यो गुरुदत्त मथात्ति ।
कृतं तेन यज्ञादि स प्रतिपत्ति ॥ २६ ॥



તત્વમસિમા અખંડ આનંદ,
ત્રિગુણાતીત ટાળે ભવ ફંદ ૨૨
ગુરૂ ભવસાગરના ભય ટાલે,
તેના બીજા સંસારના દુ:ખ બાલે ૨૩
એવા ગુરૂ પ્રેમે કરી જે પૂજે,
તેના ઘટમા ભુવનેશ્વર સૂઝે. ૨૪
ગુરૂનું ચરણોદક પ્રેમે પીધુ;
તેણે ત્રિલોકનું તીરથ કીધુ. ૨૫
પાવે પરસાદ ગુરૂનો પ્રીતે;
તેણે જગ્ન કર્યા બહુ લક્ષ નિત્યે. ૨૬

१ मवो जन्म

गुरुं प्रेमपूर्वक प्रतोषयति ।
चतुर्दश लोका नयं प्रीणयति ॥ २७ ॥
गुरुं च प्रदक्षिणया प्रणमेत्स ।
श्रमेण विना ऽखिलसिद्धि मयेत ॥ २८ ॥
विदित्वैवं गुरु शरण मगाम ।
निवारय नाथ जनु मृतिनाम ॥ २९ ॥
महादुःख माप मह प्रति जन्म ।
अपास्य तदर्पय देव सुशर्म ॥ ३० ॥
व्यथा मह मत्यगमं महाराज ।
ग्रहीतु हस्त मिदानी माज ॥ ३१ ॥

---

ગુરૂને પ્રીતે સંતોષ પમાડયા;
તેણે જાણે ચૌદે લોક જમાડયા. ૨૭
ગુરૂને પ્રદક્ષિણા કરી લાગે પાય;
તેને સૌ સાધન સેજે થાય ૨૮
એવા ગુરૂ જાણીને આવ્યો શરણ;
નિવારો નાથ જનમ ને મરણ. ૨૯
ધરી દેહ પામ્યો મહા મહા દુખ;
હવે હરિ આપો અવિચળ સુખ. ૩૦
પિડાયો પાર વિના મહારાજ;
હવે હરિ બાંહે ગ્રહ્યાની લાજ. ૩૧

---

१–आगळकुं.

मदीय यद्य पराध मवैषि ।
तरामि कथं भवासिन्धुपयांसि ॥ ३२ ॥
यदा जननी निजबालं हन्ति ।
तदान्यः को वद तं परिपाति ॥ ३३ ॥
त्वदीयं बिरुद मभयपद मस्ति ।
परः शरणाप्त मतो न हिनस्ति ॥ ३४ ॥
न नश्यति ते गुणगानैः कर्म ।
तदा किं त्वच्चरणार्चन–मर्म ॥ ३५ ॥
तमो न रवे हृदये यदि याति ।
कथं जनताऽर्क मुदेतु मिच्छति ॥ ३६ ॥

---

જોશો અપરાધ અમારા ઈશ;
ત્યારે કોઈ કાળે હું કેમ તરીશ. ૩૨
જ્યારે નિજ માતા બાળકને મારે;
ત્યારે તેને બીજું તે કોણ ઉગારે. ૩૩
અભયપદ બિરૂદ તમારૂ હોય,
આવે શરણ તેને હૂવે ન કોય. ૩૪
તમો ગુણ ગાનથી પાપ ન નાસે,
ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે. ૩૫
રવિ જો ઉગે રહે અંધકાર,
ત્યારે તેને શીદ ઈચ્છે સંસાર. ૩૬

यदाऽमृतपाने न रोगोऽपैति ।
सुधामहिमाऽस्ति तदा कतमोऽति॥ ३७ ॥
यदेच्छां कल्पतरु र्न पिपर्त्ति ।
सुरद्रुमतां नु कथं स बिभर्त्ति ॥ ३८ ॥
न गंगास्नानेन दुरित मपैति ।
तदम्बुमतापोऽपरो न चकास्ति ॥ ३९ ॥
अयो मणिस्पर्शनतो नहि हेम ।
कथं तं स्वर्णमणिं नु वदेम ॥ ४० ॥
शृगालः सिंहगृहेऽक्षुधितो न ।
तदा सिंहशरणगतेऽपि फलं न ॥ ४१ ॥

---

અમૃતને પીધે જો રોગ ન જાય;
ત્યારે શો અમૃતનો મહિમાય. ૩૭
સુરતરૂ સેવે ન ભાગે ભૂખ;
ત્યારે તેને કોણ કહે સુર વૃક્ષ. ૩૮
ગંગાજી નહાયે ન જાયે પાપ;
ત્યારે શો તીરથનો પ્રતાપ. ૩૯
ન પારસ પર્શે લોહ હોય હેમ;
ત્યારે તેને પારસ કહિએ કેમ. ૪૦
સિંહ શરણું જંબુક ભૂખ ન જાય;
ત્યારે સિંહ શરણે ગયે શું થાય. ૪૧

अबोध रामस्मृति र्न निहन्ति ।
स्मरेद्भगवन्तं नु कश्च वदेति ॥ ४२ ॥
यदा दस्यवः क्रोधकामादयोऽत्र ।
तदा तव नाथ प्रभावः कुत्र ॥ ४३ ॥
यदा पत्यु रस्ति न पुंस्त्व मनुष्य ।
वपुः स्त्री दर्सयतीह विभूष्य ॥ ४४ ॥
सती स्त्री स्वामिविभूषैर्नास्ति
महाराज वेत्सीति कोऽपि न शास्ति ॥ ४५ ॥
यदीयो दासोऽनुभवति व्यथादि ।
प्रभो स्तस्य नश्यति वै प्रभुतादि ॥ ४६ ॥

---

રામ નામ લીધે ટળે ન અજ્ઞાન;
ત્યારે કોણ કહેશે ભલા ભગવાન. ૪૨
કામ ક્રોધ લોભ લુંટે જ્યારે ચોર;
ત્યારે શું નાથ તમારૂં જોર. ૪૩
ધણીમાં જ્યારે ન મળે ઢંગ;
તેની સ્ત્રીયા ફરે ઉઘાડે અંગ. ૪૪
પતિવ્રતા નારી પતિને લાજ,
જુઓ મનમાંહિ તમે મહારાજ. ૪૫
પીડા પામે દાસ પ્રભુને ખેદ;
અમો પર કાળ ચલાવે ચોટ. ૪૬

अनेहा प्रत्यूहते भजनेषु ।
ह्रियः पद्ममेव विभो तव तेषु ॥ ४७ ॥
प्रदेहि स्वभक्तिमहापद माशु ।
भवेन्मृगता हृदयस्थलभूषु ॥ ४८ ॥
स्थिरीकुरु रक्षितया तव नाम ।
यतो नः कार्य मभीक मवेम ॥ ४९ ॥
यदा हरिरक्षण मङ्क्षिषु भाति ।
तदाङ्गपुरं दस्यवो न विशन्ति ॥ ५० ॥
प्रभो हृदि मे वसतप्रसीह सदैव ।
अविद्या नंक्ष्यति तत्क्षण एव ॥ ५१ ॥

---

પ્રભુનું ભજન કરે તે પીડાય;
તેનો તમને ખટો છે જદુરાય. ૪૭
આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ;
રૂદે ખેડું ઉજડ ફેર વસાવ. ૪૮
બેસારોને ઓરખ નામ તમાઈ;
તેવું કરી કારજ થાય અમાઈ. ૪૯
ત્યારે ફરી નગર ન લુંટે કોય;
જ્યારે રખવાળું હરિનું હોય. ૫૦
આવી કરો પ્રભુ હૃદિયામા વાસ;
ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ૫૧

प्रकाशय सत्तां निजां जगदीश ।
विरोचय रामरत्नखनि मीश ॥ ५२ ॥
प्रभो दीनतां मम दूरीकरोतु ।
गृहीत्वा हस्त मजस्रं पातु ॥ ५३ ॥
समाहूयाऽऽसय चान्तिक एव ।
किमर्थं तापयसे भुवि देव ॥ ५४ ॥
भवे भ्रमये रवुना किमितीश ।
कृपालो देह्यभयं पद मीश ॥ ५५ ॥
पलायनतोपि करं तव नाथ ।
गृहीतं नैव जहामि वदाथ ॥ ५६ ॥

---

વરતાવોને એક તમારી આણ;
ઉઘાડોને રામરતનની ખાણ. ૫૨
દીનપણું દૂર કરો જદુનાથ;
હવે હરિ હેતે કરી ઝાલો હાથ. ૫૩
બોલાવી પાસે બેસારો બાપ;
પમાડો શીદ હવે પરિતાપ. ૫૪
ભમાવો શીદ હવે ભગવાન;
દયા કરી દીજે અભયપદ દાન. ૫૫
ન છેડે નહિ છુટો ત્રિભુવન નાથ;
ન મુકું શ્યામ તમારો હાથ. ૫૬

त्वया त्रिश्लेष्टु मरिः प्रयतेत ।
न सङ्गं तेऽथ प्रथाऽपि त्यजेत ॥ ५७ ॥
निवारय मायां राम नरेश ।
यथा क्लिश्यामि प्रतिक्षण मीश ॥ ५८ ॥
निबोधयते सततं सदसच्च ।
तथा कठिनं तद्कर्म महच्च ॥ ५९ ॥
हरौ च गुरौ सति यान्तरयेत ।
मनो विषयै रति सा गर्धयेत ॥ ६० ॥
विशेषकम्
प्रभुः सप्तशार्धिजलाचमनेषु ।
वियद् यस्य गोष्पदव द्रुमनेषु ॥ ६१ ॥

---

વેરી મેઘ બિંદુ બરાબર હોય;
તમારો સંગ ન મુકું તોય. ૫૭
માયાને વારો તમે રામ રાય;
નથી મુને જંપવા દેતી જરાય. ૫૮
કરે છે સાંધા વાધા બહુ જોર;
એવું એનું કારમું કામ કઠોર. ૫૯
હરિગુરૂ સંતમા અંતર પાડે;
જીવને લાલચ લોભ દેખાડે. ૬૦
સાગર સાત તે અંજલી નીર;
ગોપદ ભૂમિ ગગન સમીર. ૬૧

तथा शून्य मप्यति पूर्ण मिवास्ति ।
स्वयं यो मृत्यु ममृत्यु मवैति ॥ ६२ ॥
विजेता तां स महाबलवान्नु ।
सशौर्यो धर्मधुरीणोऽचलोनु ॥ ६३ ॥
विभोऽर्थयते कश्चना पिनु मद्धि ।
इतीदं देव कदापि न विद्धि ॥ ६४ ॥
न मुक्ति सिद्धि मृद्धिं सुख भुक्तिम् ।
न याचे योग सिद्धिं न च युक्तिम् । ६५ ॥
न भिक्षे छत्रयुत नृपतित्वम् ।
न कामय इन्द्रपदे स्वममत्वम् ॥ ६६ ॥

---

શુન્યમા પુરણ દેખે સોથ,
મૃત્યુ તેને અમૃતનું ફળ હોય. ૬૨
એને કોઇ જીને મહા શુરવીર;
ડગે નહિ ધર્મ ધુરધર ધીર. ૬૩
જ.ણે કોય માગશે મારી પાસ;
એવું રખે રાખતા શ્રી અવિનાશ. ૬૪
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ,
ન માણું જોગ સિદ્ધિની જુક્તિ. ૬૫
ન ,માગુ શીરછત્ર સમ રાજ;
ઇન્દ્ર તણા આસનનું શું કાજ. ૬૬

ममेच्छा नाज विधाङ्घिपद्मस्य ।
न लिप्सा गोलोकवैकुण्ठकस्य ॥ ६७ ॥
त्वदीयपदाम्बुजजं रज एव ।
शिरस्याधेहि कृपां कुरु देव ॥ ६८ ॥
किमप्यभिलष्यामि वस्त्विश्वतरका ।
विधेहि निजाङ्घ्रि पुरोऽथविपज्ञ ॥ ६९ ॥
प्रेमभक्तिसत्सङ्ग मिच्छामि ते हि ।
यशो गातुं तु पुनर्जन्म देहि ॥ ७० ॥
ममेच्छा हरिपदपद्मरजोऽत्र ।
शिरस्यारोहतु नाथाऽन्यत्र ॥ ७१ ॥

---

ઇચ્છું નહિ અજપદ કે કૈલાસ;
ન માગું ગોલોક વૈકુંઠ વાસ. ૬૭
પદરજ એક ચહાવું શીશ;
તમારી મેહેર માગ્ત તો અધીશ ૬૮
ઇચ્છું નહી અન્ય પદારથ કાંઇ;
રાખો નીજ ચરણ કમળની છાંઈ. ૬૯
માગું પ્રેમ ભક્તિ સતસંગ સાર;
મારે જશ ગાવા માગું અવતાર. ૭૦
માગું હરિપદરજ ચઢે મુજ શીશ;
એ માગું પ્રભુ મુને દો આશીષ. ૭૧

न बाधेत मां भव एष कदापि ।
इतोऽभ्यास्य नाम वसाम्यघलोपि ॥ ७२ ॥
समुद्धरते पतितां स्तव नाम ।
गता स्तेन कोटीजनाः प्रियधाम ॥ ७३ ॥
सत्यं नाम विभोश्च तत्, सत्पुरुषाश्चिन्तन्ति ।
प्रियतम आह प्रेम तो, दर्शय तदिह सदेति ॥ ७४ ॥
गायति पठति शृणोति वाऽजस्र ध्यायति नाम ।
वक्ति प्रियतम ईदृशं, स्त्रीनृषु न त मुपमाम ॥ ७५ ॥
रामकृष्ण नाम प्रियं, शिवं हृदि सदाधाय ।
मानुष जनुषोऽनुत्तमं, फल माप्स्यसि सुसुखाय ॥७६॥

---

નડે નહિ કોઇ મને સંસાર;
રહું નીજ નામ તણે આધાર. ૭૨
પ્રીતમ પતિત ઉદ્ધારણ નામ;
તર્યાં કાઈ કોટી પામ્યા નીજ ધામ ૭૩

સાખી.

સત્ય નામ પ્રભુ તણું, સત્ય સંત પુરૂષ વિચાર;
કહે પ્રીતમ શુધ ભાવશું, દીજે નિત્ય દેદાર. ૭૪
ગાય શીખે ને સાભળે, ધરે નિરંતર ધ્યાન,
કહે પ્રીતમ નરનારમા, નથી કો તેજ સમાન. ૭૫
રામ કૃષ્ણને પ્રિય સદાશિવ તેનું મન ધ્યાન,
ધરી સફલ કર જન્મને જો સારૂં સુખ માન. ૭૬

—સમાપ્ત—

હવે પછી આ ગીર્વાણ સરિતના પ્રવાહો અહેલાઇથી સંસ્કૃત ભાષા જાણવા ઇચ્છનારને સુજણ પડે તેવી સરલ સંસ્કૃત ભાષામા રચાએ રસમય શબ્દોથી જડ જમક સાથે ગોઠવાયેલા ' મત સહ્બોધ આપનાર સુન્દર ગદ્ય પદ્ય-વૃત્ત ગર ગાયન ગજલ કુમરી રમુજી કાવ્ય રામવિજય ના હંસોલુકીય વિગેરે પ્રગટ થશે આ સંગ્રહ પૌરાણિ હરદાસ ઉપદેશક ગાયક, અને ભજન કરના તથા વિદ્યાર્થિઓને ઘણો ઉપયોગી થશે.

આના પ્રવાહની કીંમત ઘણે ભાગે આઠ આનાથી વધશે નહિ, પ્રથમથી બસે નકલના ગ્રાહકને પચાસ ટકા કમીશન મલશે

વિશેષ-બીજા પ્રવાહમા ભાષાનુવાદ સાથે છપાશે તે

૧ અનેક વૃત્તમા દેવની સ્તુતિઓ

૨ ગરબામા દેવીની સ્તુતિ, છપનીયાનું વર્ણ પોતાનો પરિણામ

૩ સંસાર તરવાનો ઉપદેશ ( વેદેહિ વનમા વલી એ ઢબમા )

૪ તૃષ્ણાનું સ્વરૂપ અને તેનાથી થતી હાની (કુ

૫ દેહનું વર્ણન ( કુમરી )

૬ જીવ મનને ઉપદેશ ( ગજલો )

૭ સંસારની અસારતા ( મહાડ )

૮ મદ્યવર્જવા ઉપદેશ અને મદ્યથી થતી હાનિ (કુમ

મલવાનું ઠેકાણું.—

પ્રકાશક અમર શ્રીનગર સંસ્કૃત પાઠશાળા.